રોગોની યૂરોપીય ઔષધીઓ પણ યૂરોપમાં જ જન્મી: The French Revolution, Socialism, Communism, અને આ વીસમી સદીમાં the League of Nations અને Bolshevism.

એમ ચાર મહાદૈત્યોએ અજબ દુનિયા બનાવી ને બતાવી.

એટલાન્ટિક મહાસાગરમાં તેમ હિન્દી મહાસાગરમાં આદિમાં યૂરોપીઓ દરિયાના બ્હારવટિયા હતાં.

એમના Pass-port-પરવાના શિવાય બાદશાહની બેગમોથી એ શ્રી મક્કા શરીફની હજ વિનાઅપમાન થઇ ન શકતી.

શાહાનશાહ અકબરશાહનાં રાજમાતાને ને સુલ્તાનાને હજ કરવા જતાં પહેલાં પરવાનો મેળવવો પડ્યો હતો; પરવાનો આવતાં એક વર્ષ લાગ્યું; એક વર્ષ હજ એ શહેનશાહ બાનૂઓને મૂલતવી રાખવી પડી હતી.

શાહનશાહોના મહેલમાં યે એ ચાંચિયાઓની એટએટલી શેહ પડતી.

યૂરોપીઓ વ્હેપારની છૂટ માગતા, સાથે કિલ્લેબંધી માગતા. મૂળ રક્ષણ કાજેની કોઠીઓ પછીથી રાજગાદીઓ થઇ પડી.

અર્વાચીન યૂરોપમાં નવવિચારોની જન્મભૂમિ ફ્રાન્સ. હિન્દુ સર કરવાનું સ્વપ્નું એ પહેલું ફ્રેન્ચને–ડુપ્લેને આવ્યું.

એણે ત્રણ સાધનો હિન્દ જીતવાનાં કલ્પ્યાં:–તોપ, વ્યૂહરચના, Subsidiary System.

કર્નલ મેલિસન કહે છે કે સેન્ટ થોમીનાં ન્હાનકડા યુદ્ધે નિર્ણય ઉચ્ચાર્યો કે યૂરોપી શસ્ત્રો ને યૂરોપી સૈન્યવ્યૂહ હિન્દને હરાવશે.

ડુપ્લેની Political sagacity એ નિરખી લીધું કે Subsidiary System થી હિંદ વશ થશે, ને વશ રહેશે.

કલાઇવે, વેલેસ્લીએ, ગોફે, હેવલોકે ડુપ્લેનું અનુકરણ કર્યું છે.

૧૮૫૭ નો બળવો એટલે કંપની સરકારની ભૂલોનો ભડકો; Remote and immediate. ભારતીય એકતાનો એ પોકાર ન હતો. ફ્રેન્ચ વિપ્લવની પેઠે એને ભાવનાની પીઠણી ન હતી. વીરત્વ હતું. ભારતવર્ષને પાયામાંથી ધણધણાવ્યું. દક્ષિણના ડુંગરા સળગે એમ ભારતનાં નગરો સગળી ઉઠયાં. પણ ફોગટ. સંસ્કૃતિનાં પૂર સંસ્કૃતિને જીતે છે. બળવો એ સંસ્કૃતિ ન હતી.

આ યુગનાં બે વાનાં આજ ખાસ ધ્યાન ખેંચે છે.

એક, જ્ઞાનગંગા ઘરઘરને પગથિયે પગથિયે આવી છે. શાળાઓ પાઠ-શાળાઓ શારદાપીઠો ફુવારા જેવી પ્રફુલ્લી છે.

બીજું, ઈસ્લામ ચોરામાં જ રહેતો; યૂરોપની ભરતી ઓરડામાં, પરસા-ળમાં રસોડામાં ચોકમાં દેવપૂજામાં યે છલકતી આવે છે.

આપણે ગળીને પાણી પીનારા. બધું યે ગળી ગળીને પીશું તે જે આવે તે ઈષ્ટ જ છે. ગરણ ગળ્યા વિના પીએ ત્હેને વાળા થાય.

કલકત્તા બહુ જોયું; આગળ ચાલિયે. આઘે જતાં આવશે દિલ્હી ને આગ્રા; અને આગ્રા એટલે ઇસ્લામ યુગ.

આગ્રાનો રાતો અકબ્બરશાહી કિલ્લો ને શાહજહાનનું સમાધિમન્દિર. પેલી પા પાંચેક માઈલ ઉપર અકબ્બરશાહનું સમાધિમન્દિર ને વીસેક માઈલ છેટે દૃષ્ટિમર્યાદાને કાંઠે ફતેહપુર સીક્રીનાં ખંડેર.

આગ્રા એટલે ઈસ્લામ, મુગલાઈ, અકબ્બરશાહ, ખરેખર! ભારતીય ઇસ્લામ એટલે મુગલાઈ અને અકબ્બરશાહ.

ઇસ્લામ સંસ્કૃતિ હતી. કુરાન માત્ર ન હતું, સમશેર માત્ર ન હતી; ઇસ્લામ સર્વદેશીય સંસ્કૃતિ હતી.

ને ઉદારતા ને ગોત્રસમાસ–હિન્દુયુગના મહામન્ત્રો, સર્વ મહારાજનીતિજ્ઞોના મહામન્ત્રો પાળ્યા ત્ય્હારે તો ભારતમાં ઇસ્લામ અજબ પ્રફુલ્લ્યો એવો પ્રફુલ્લ્યો કે જગત્નો કો રાજવંશ હવે એવો પ્રફુલ્લશે. જગત્ની બાદશાહવલીઓમાં અક-બ્બરશાહ અજોડ છે.

ઈસ્લામમાં દાવાનળનો પ્રતાપ હતો, દાવાનળ પેઠે દુનિયામાં પ્રસર્યો. ઇતિહાસનું કોઈ અગ્નિપૂર એટલું વેગવન્તુ નથી પથરાયું.

ફ્રેન્ચ રેવોલ્યૂશન ૧૭૮૯ માં પેરિસમાં જન્મી. જર્મની અને રશિયામાં એની સિદ્ધિ છેક ૧૯૧૮ માં તેર દાયકે થઈ યુરોપમાં ધૂમી વળતાં એ દાવાનળને સવા સૈકો લાગ્યો.

બ્રીટને હિન્દ જીતતાં દસ–અગિયાર દાયકા ખેડ્યા.

ઈસ્લામનો જન્મ થયો ઈ. સ. ૬૨૨ માં. ઇ. સ. ૭૧૧ માં પૂર્વ દિશામાં ઇસ્લામે સમરકન્દ જીત્યું, પશ્ચિમ દિશામાં જીબ્રાલ્ટર ઓળગી ઈસ્લામ સ્પેઈ-નમાં ઉતર્યો. ઈ. સ. ૭૧૨ માં દક્ષિણ દિશામાં સિન્ધુતીરે સિન્ધમાં ઇસ્લામે દર્શન દીધાં.

નવ દાયકામાં પૂર્વ પશ્ચિમ ને દક્ષિણમાં એટએટલું ઘુમ્યો એ એક ઇસ્લામ.

નવ દાયકામાં આફ્રિકા, યુરોપ, એશિયાના કિનારા ઈસ્લામે સળગાવી મૂકયા.

એલેક્ઝેન્ડ્રિયાની પુસ્તકશાળાની કથા એ ઇસ્લામની Epitome. પોતાથી અન્યથાને ઝાખરાં માનવાં, ને ઝાંખરાને બાળવાં; એ ભસ્મનું ખાતર કરી મહીં ઇસ્લામને વાવવો.

ઇસ્લામના મહાવિજેતાઓ પણ દાવાનળ જેવા; મહમ્મુદ ગઝનવી ને ઘોરી; ઝંઘીસખાન, હલાકુખાન, તૈમૂરલંગ, બાબરશાહ; નાદીરશાહ ને અહમ્મદ-શાહ અબ્દલ્લી; ઘણાખરા ઘોડાપૂર જેવા, આવતા ને ઓસરી જતા.

મધ્ય એશિયાના એ મહાવંટોળ; એમાંનો એકકેક એલેક્ઝાંડરને નેપોલિ-યન હતો.

રોમનો દ્વાર તોડનાર ગોથ ને વેન્ડલ્સ, એલેરિકના એ પિત્રાઈ વંશજો.

ચીનને કોટ ચણવો પડ્યો; ભારતનો હિન્દુકુશનો કોટ અભેદ્ય ન નીવડ્યો. ખૈબરઘાટ ને બોલનઘાટના ગિરિઘાટ–આજે યે રાજમાર્ગ નથી તે–ઇસ્લામના રાજમાર્ગ થયા.

ઇસ્લામના અભ્યાસ કાજે વાંચો અમીરઅલી, લેનપૂર, હોલ્ડેન.

ઇસ્લામયુગ ભણતાં હિન્દુને તો બારણામાં એ જ પ્રશ્ન થશે કે ૧૧૯૩ માં હિન્દુત્વ કેમ હાર્યુ ?

રાજસંન્યાસી ચિતોડપતિ સમરસિંહનું કાગરકાંઠે બલિદાન હોમાયું ત્હોયે હિન્દુપત કેમ હાર્યુ ?

ઇસ્લામી ઇતિહાસનવેશોને ન માનિયે, ઈંગ્રેજ ઇતિહાસનવેશોને ન માનિયે. ચંદ બરદાઈના પૃથ્વીરાજરાસાને તો માનીશું ને ?

પિથલના સો સામંતો હતા. છેલ્લો સ્થાનેશ્વરનો રણસંગ્રામ પિથલ ધડાયેલા બે સામંતો લેઇને લ્હડ્યો ને હાર્યો. ને એ બેમાંથી એકને તો લોહ હાથે ધરવાની બાધા હતી !

સોને બદલે બે લ્હડો તો આજે યે જીતો ખરા ? સોના બે જ ? એમ કેમ ?

ટ્રોયનો મહાવિનાશ તે હિંદુપતનો વિનાશ. સોનાની લંકાનો મહાવિનાશ એ જ હિંદુપતનો મહાવિનાશ.

૭–૭ વાર પિથલે હેલનનાં હરણ કીધાં; પરણેલી નહિ, કેટલીક વાગ્દાન દીધેલી હેલનોનાં.

રાજકુંવરીઓનાં હરણ એ પિથલના વિનાશનું કારણ. રાસો ભાખે છે ચંદ્રાવતીની રાજકન્યા, મહોબાની રાજકન્યા, કનોજની રાજકન્યા.

રાસો પિથલનાં પરાક્રમ ગાય છે. પિથલ સદા યે જીતતો, ને એમ જીતી જીતીને હાર્યો.

એકએક જીતમાં એનાં પંદરપંદર પીંછાં ખરતાં ગયાં. સંયુક્તાહરણના મહાવિજયને અંતે ત્રણ સામંતો રહ્યા. મોર પીછે રળિયામણો ને રાજવી શુરે સોહામણો. પિથલમયુરને ત્રણ જ પીંછાં !

પૃથ્વીરાજરાસો કહે છે રાજકુંવરીઓનાં હરણ એ હિંદુપતની હાર.

હેસ્ટીંગ્સના સંગ્રામમાં હેરોલ્ડ ટોસ્ટીગને જીતીને હાર્યો હતો. પૃથ્વીરાજ છ–છ વાર જીતીને હાર્યો. હિંદુપત જીતનાં સ્મશાનો વચ્ચે સુતું. હિંદુચક્રવર્તીત્વ ખરેખર ! સંયુકતાની ચિતામાં જ ભસ્તીભૂત થયું.

અને બીજો સહજ પ્રશ્ન એ થાય છે કે ત્હારે ઇસ્લામ કેમ પડ્યો ? એના ઉત્તરમાં પુસ્તકો લખાયાં છે. હું તો એક શબ્દમાં કહેવાય તેટલું સમાવીશ; Lack of political wisdom.

છેલ્લા જગત્‌સંગ્રામમાં કયસર કેમ હાર્યો ? Lack of statesmanship; સબમરીન પોલીસીથી દુનિયાને દુશ્મન કીધી.

ઔરંગશાહે કાબુલવિજેતા જોધાણનાથ જસવન્તસિંહને ઉપકારને બદલે અપકાર કરી દુર્ગાદાસને દુશ્મન કીધો; દક્ષિણવિજેતા અંબરનરેશ જયસિંહનો વચનભંગ કરી શિવાજીને કટ્ટો રિપુ કીધો; ગુરૂઓને છંછેડી શીખોને શત્રુ કીધા; જઝિયા વેરો સજીવન કરી હિન્દના ભાણુ રાણા રાજસિંહને વેરી કીધો.

ઔરંગશાહની Lack of Political Sagacity; એણે ચારે દિશાઓ સળગાવી મૂકી, ને મંહી ઇસ્લામ હોમાયો.

કેટલીક વેળા ભારતીય ઇસ્લામના અભ્યાસીને થાય છે કે શાહઝાદા ઔરંગઝેબ ને બદલે શાહઝાદો દારા શીકોહ તખ્તે આવ્યો હોત તો ?

દારાએ ઉપનિષદનાં ભાષાંતર કીધાં હતાં. બીજો અકબ્બરશાહ નીવડવાની દારાની આગાહી હતી. મુગલાઇ બીજા સૈકાઓ સૂધી કદાચ નીભત.

પણ વિધાત્રીના આંકડા પડી ચૂકયા હતા, ઇસ્લામી ચક્રવર્તીત્વ ઔરંગશાહની કબરમાં દફનાયું.

પણ ઔરંગશાહના અવગુણ ગાનાર ! ઔરંગશાહની ગુણવિભૂતિઓને યે સંભારજો.

ઔરંગશાહ દિલ્હીને તખ્તે ઇસ્લામનો રાજસંન્યાસી હતો. એને રાજદરબારમાં સંગીત નાચ ન્હોતાં જોઇતાં. એણે પોતાની કબર કાજે મુકબરાનો મહેલ નથી બન્ધાવ્યો. એ દિલ્હીનો બાદશાહ પોતાની આજીવિકા પોતે ઉપાર્જન કરતો. ચાલતે રણસંગ્રામે સેનાની સમશેર મ્યાન કરાવી રણક્ષેત્ર વચ્ચે સારી યે મહાસેનાને એણે નિમાઝ પઢાવી હતી.

ઔરંગશાહ એટલે મહારાજનીતિના મન્ત્રશૂન્ય બાદશાહ; ઔરંગશાહ એટલે ઇસ્લામનો આજ્ઞાધારી ફકીર શાહાનશાહ, ઇસ્લામ સ્થાપતાં એણે બાદશાહત ખોઈ.

એ ખરૂં છે કે ઇસ્લામ એટલે મહમ્મદ ગઝનવી, નગરકોટ ને સોરઠી સોમનાથ. ઇસ્લામ એટલે તૈમુર ને નાદીરશાહની કત્લેઆમ. ઇસ્લામ એટલે ચિતોડની ભસ્મ.

એ ખરૂં છે કે ઇસ્લામ એટલે મહમ્મદ તઘલખ, અલ્લાઉદ્દીન ખીલજી, પ્રેમમૂર્ખ સંસ્કારસોહાગિણી રઝિયાબેગમ.

એ ખરૂં છે કે ઇસ્લામ એટલે પદ્મણીની આત્મહત્યા. અને એવું એવું કેટલુંક; ને કેટલા યે સંહાર.

પણ એ તો કાગડાની પેઠે એક આંખે ઇસ્લામને જોયો. હિન્દુઓ નર છે, તે નરની પેઠે બે આંખે ઇસ્લામને નિહાળશે.

ભારતીય ઇસ્લામની High water-mark એટલે મુગલાઇ. ને મુગલાઇ વિશે હિન્દુ કવીશ્વર જગન્નાથ પંડિત ભાખી ગયા છે કે **दिल्लीश्वरो वा जगदीश्वरो वा.**

ઈંગ્રેજ ફરગ્યુસન મુગલો માટે લખે છે કે They planned like giants and they executed like jewelers. રાક્ષસોની પેઠે મહાયોજનાઓ યોજતા, તે જડિયાની પેઠે નંગોથી જડતા.

અકબરશાહ માટે કર્નલ મેલિસન કહે છે કે જગતના બે સમ્રાટશિખરો, રૂમશામનો સ્વામી માર્કસ ઓરેલિયસ ને દિલ્હીપતિ અકબરશાહ.

બેએક વર્ષ ઉપર Nineteenth Century and After માં એક પરદેશી પાશાનો લેખ હતો. જગતભરના અમરનામ ધારીઓની નામાવલીના યશદરબારમાં અકબરશાહને સિંહાસને સ્થાપ્યા હતા.

ઇસ્લામ એટલે દીલ્હી, આગ્રા, ફતેહપુર સીક્રી; બિજાપુર, ગૌર, લખનૌ, અહમ્મદાબાદની સ્થાપત્યકલા.

ઇસ્લામ એટલે મુગલાઈ; અને મુગલાઈ એટલે છ મહાન્ બાદશાહોની પરંપરા. જગત્‌ના બાદશાહનામામાં છ રાજવીઓની અખંડ એવી પરંપરા શોધી વળજો ને જડે તો જણાવજો.

મુગલાઇ એટલે ટોડરમલ્લ ને આઇને અકબરી.

મુગલાઈ એટલે તાનૂસેન, બૈજૂ બ્હાવરો.

મુગલાઈ એટલે ફૈઝી ને અબુલ ફઝલ, બહેરામખાનને ખાનખાનાન.

મુગલાઈ એટલે ગુલાબ ને ગુલાબનું અત્તર.

મુગલાઇ એટલે નુરજહાન, મુમતાઝ મહેલ, લાલારૂખની પ્રેમકથાઓની અદ્‌ભુત કવિતા.

મુગલાઈ એટલે શાલામાર ને નિશાત ને અછબલ, હરિપર્વત, પરી મહેલ, ચશ્મેશાહીના માણ્ણહારા.

ઇસ્લામ એટલે ઓલિયા કવિઓ, કલાકારો, ઇતિહાસકારો, ફિલસુફો, સુન્દરીઓ, તાજમહેલ, ઇબાદતખાનું.

તાજની દામ્પત્યકવિતા ને ઇબાદતખાનાની ધર્મઉદારતા જગત્‌ના બીજા કો રાજમહેલમાં દેખો ત્હારે દાખવજો.

એ ઇબાદતખાનામાં ઉદારમતવાદી શેખ મુબારકના પુત્રો, ઇસ્લામઆગ્રહી બિદ્વાની, જૈન હીરવિજય સૂરી, પારસી અધ્વર્યુ મહેરજી રાણા, ખ્રીસ્તી ફાધર એક્વેવિયા, હિન્દુ યોગીઓ મળતા ને તારામંડળમાં ચન્દ્રમા સમોવડો વચ્ચે અકબરશાહ વિરાજતો; ને સૌ પરસ્પરને પિછાનવા મથતા.

જગત્‌ના રાજમહેલોમાં કય્હાંનાં રાજમહેલમાં ઇબાદતખાનું હતું કે છે?

ભારતીય ઇસ્લામનું શિખર મુગલાઈ, ને મુગલાઈનું શિખર અકબર, ને અકબરનું શિખર ઇબાદતખાનું. અકબરશાહનો ઈતિહાસ તો આપ સહુ ભણ્યા છો; છતાં થોડીક તારીખો ગણાવવાની પુનરૂક્તિ કરૂં છુ; ક્ષમા કરશો.

૧૫૪૨ માં હિન્દુ રાજ્યમાં, હિન્દુ મહેલમાં, અકબરશાહનો જન્મ, રણને કાંઠે.

૧૫૫૬ માં ચૌદમે વર્ષે હેમૂના વધનો નિષેધ કરી ગાઝી ન થયા.

૧૫૬૦ માં અઢારમે વર્ષે સેનાધિપ મન્ત્રીથી સ્વતંત્ર થયા.

૧૫૬૨ માં વીશમે વર્ષે સંગ્રામમાં ગુલામો પકડવાનો નિષેધ કીધો.

૧૫૬૩ માં એકવીસમે વર્ષે જઝિયા માફ કર્યો.

૧૫૬૪ માં બાવીસમે વર્ષે હિન્દુ તીર્થોના મૂડકા વેરા સકલ ભારતવર્ષમાં માફ કીધા. આજે યે દ્વારિકામાં હિન્દુ રાજા ગાયકવાડ સરકાર ગોમતીસ્નાનનું મૂડકું ઉઘરાવે છે; ને જૈનોનો સંગ્રામ તો સર્વવિદિત છે.

૧૫૬૮ માં છવ્વીસમે વર્ષે ચિતોડ જીત્યું, ને ફકીરવેશે ચિતોડથી પાયે ચાલી અજમેરની ઝિયારતે સંચર્યા.

દિવાની જુવાનીનાં વાવાઝોડાંઓના યુગમાં, રાજમદ, ધનમદ, યૌવનમદ, અધિકારમદ, મદસર્વસ્વનાં મોજાંઓ ઉછળતા હોય ત્યારે એટએટલાં ધર્મના રાજનીતિના સહિષ્ણુતાના ઉદારતાના આંકડા આલેખ્યા હોય એવા નૃપતી ઇતિહાસખોળે કોણ કોણ છે ?

પચ્ચીસ વર્ષની અંદર તો એ બાદશાહ નેવુ વર્ષના શેખ સલીમની ગુફાએ જઇને પાયે પડ્યો, ને ત્યાં ગુફાવાસી થયો. બાદશાહને પગલે ગુફા ફરતા રાજમહેલો મ્હોરી નીકળ્યા.

બસ. ઇસ્લામ બહુ નિરખ્યો, ને મુગલાઇનો મ્હારો મોહે આપને બહુ દાખવ્યો; બ્રિટિશના મુગલાઈનો મોહથી યે અધિકડો.

ઇસ્લામ સામે ચિતોડ પૂના લાહોર ઉઠયાં, પણ ન જીત્યાં; કારણ કે તે Centres of Civilizations ન હતાં. ઇસ્લામને હરાવવાને ઇસ્લામથી વીર્યવંત સંસ્કૃતી પ્રગટવી જોઇતી હતી.

ને શિવાજી મહારાજ એટલે હિંદુપતની પુનઃસ્થાપનાની હાકલ; પણ પેશવાઈ એટલે તો મહારાષ્ટ્રીય સર્વોપરિતા.

એ ખરૂં કે ક્ષત્રિયોએ ૧૧૯૩ માં દિલ્હી ખોઇ તે બ્રાહ્મણોએ ૧૭૫૭ માં દિલ્હી પાછી લીધી. પેશવાઈ એટલે બ્રાહ્મણ રાજવંશનાં પરાક્રમ અને ભૂલો.

અને ૧૭૦૭ થી તે ૧૮૫૭ સૂધીનો દોઢ સૈકો એટલે એકચક્રશૂન્ય ભારત.

ઇસ્લામ એટલે Vitality ચેતન. અગ્નિનાં ચેતન, દાવાનળનાં ચેતન, ડહાપણનાં ચેતન નહી.

પણ કેટલીક વેળા જગતના ઉકરડા સળગાવવા એમાં એ પરમ ડહાપણ સમાય છે ને ?

અને હવે છેલ્લે જોઇએ હિંદુયુગ.

અગ્રવનના ને ઇન્દ્રપ્રસ્થના પાયા ઉખેળી જોશો તો ઇસ્લામની મ્હેલાતો નીચે હિંદુત્વ લખેલું ઉકલશે.

ને ગંગામાં યે આગળ જશું તો આવશે હરદ્વાર ને ઋષિકેશ; એટલે આપણી પરિભાષામાં હિન્દુયુગ

હિન્દુયુગના ત્રણ પ્રધાન વિભાગઃ–Historic, Pre-historic, and Mythological ઐતિહાસિક, પ્રાચીન, ને પૌરાણિક.

ઇ. સ. ૧૧૯૩ માં હિન્દુયુગની પૂર્ણાહુતી; એમાં શંકા નથી.

હિન્દુયુગની Earliest ascertained date સિદ્ધાર્થ કુમારની જન્મતિથિ ઈ. સ. પુ. ૫૬૭; એમાં એ શંકા નથી.

૧૭૬૦ વર્ષોનો એ ઐતિહાસિક યુગ.

પાંડવ–કૌરવથી ગણિયે તો પાંડવકૌરવ હતા શ્રીકૃષ્ણના સમકાલીન. શ્રીકૃષ્ણ થયા ઇ. સ. પૂ. ૩૨૦૦ વર્ષ ઉપર.

એટલે થયો આશરે ૨૬૦૦ વર્ષનો એ પ્રાચીન યુગ.

અને એ તો હતો દ્વાપરનો અંત.

મેક્ષમુલર કહે છે કે મનુષ્યજાતનો જુનામાં જુનો ગ્રંથ ઋગ્વેદ.

ટિળક મહારાજ કહે છે કે ઋગ્વેદની ઋચાઓ રચાયે ઓછામાં ઓછા દસબાર હજાર વર્ષ થયાં.

દ્વાપર, ત્રેતા, અને સત્યુગનાં વર્ષો ઉમેરિયે તો તો ઇતિહાસના આંકડાથી પૌરાણિક હિંદુયુગની અવધી ન મપાય.

ઈ. સ. પૂ. ૩૨૦૦ સુધી પૌરાણિક યુગ<br>
ઈ. સ. ૫૬૭ સુધી પ્રાચીન યુગ<br>
ઈ. સ. ૧૧૯૩ સુધી ઐતિહાસિક યુગ<br>
} એમ એક સમસ્ત હિંદુ યુગ.

વેદકાળથી ગણો, મહાભારતથી ગણો, બુદ્ધ જન્મથી ગણો; જગતનું કોઈ-પણ રાજ્ય કે Race કે સંસ્કૃતિના રાજયુગ કરતાં લાંબામાં લાંબો હિન્દુયુગ નથી ?

પણ લાંબામાં લાંબો તો તાડે હોય, ને પ્હોળામાં પ્હોળો તો વડલો યે હોય. એમને નહિ મ્હોર કે નહિ ફળ.

ઇતિહાસ સવસ્વનું કેન્દ્ર માનવકલ્યાણ. હિન્દુયુગે સાધ્યું છે એટલું માનવ-કલ્યાણ હજી ઇતિહાસના તો કોઈ યુગે સાધ્યું જાણ્યું નથી. તાડથી યે ઉંચેરો ને કબીરવડથી યે પ્હોળેરો હિન્દુયુગ તો ફળ્યોફૂલ્યો આંબલો છે.

ભારતે માનવકલ્યાણ સાધ્યું છે માટે જ ભારત આજ સજીવન છે.

The Hindu Epoch is the most brilliant epoch of human history.

રામાયણ ને મહાભારત સમાં Epics—મહાકાવ્યો;

શાકુન્તલ ને ઉત્તરરામ સમાં નાટકો;

મેઘ ને માઘ સમાં કાવ્યો.

કાદમ્બરી સમું Romance;

ષટ્શાસ્ત્રો, ભાષ્યકાર આચાર્યો, ફિલસુફીની Schools;

વ્યાકરણાચાર્ય પાણિની, પિંગળાચાર્ય પિંગળ ઋષિ, યોગાચાર્ય પતંજલિ, અર્થશાસ્ત્રાચાર્ય કૌટિલ્ય મુનિ;

અલંકારશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર;

મનુસ્મૃતિ, પારાશરી સ્મૃતિ વિ. સ્મૃતિઓ;

વેદ બ્રાહ્મણ ઉપનિષદ ગીતા સમા ધર્મશાસ્ત્રો;

ભર્તૃહરિ ગોપીચન્દ સમા રાજસંન્યાસીઓ;

શ્રીકૃષ્ણ, સિદ્ધાર્થબુદ્ધ, મહાવીર સમા ધર્મસંસ્થાપકો;

ચાણાક્ય સમા બિસ્માર્ક;

અશોકદેવ વિક્રમદેવ શાલિવાહન સમા ચક્રવર્તીઓ;

ભાસ્કરાચાર્ય ને લીલાવતી; ગણિત, અક્ષરગણિત, ભૂમિતિ;

તક્ષશીલા ને નાલન્દની શારદાપીઠો, શ્રીમત્ શંકરાચાર્યના શારદાપીઠો સમા ચાર મઠ;

એ તો થયાં ગણાય એટલાં સાગરનાં મોજાં; એવાં એવાં કંઈકનો સરવાળો એટલે હિન્દયુગનો મહાસાગર.

ખગોળ, ભૂગોળ, આયુર્વેદ;

સંગીત, ચિત્ર, સ્થાપત્ય;

કૃષિ, નૌકા, વિમાન,

ગન્ધ, લેપ, આભૂષણ, વસ્ત્રાલંકાર, મૃગયા, યુદ્ધસામગ્રી, શસ્ત્રો, વ્યુહરચના, ચતુરંગીસેના;

પોરસ ગ્રીકોથી વાર્યો; પણ ગ્રીકને પાછા ન વાળ્યા ? જયપાળદેવ ઇસ્લામથી હાર્યો, પૂર ખાળી ન શક્યો, ચિતાએ ચ્હડયો, અગ્નિસ્નાન કીધું.

કાશી કુરુક્ષેત્ર હસ્તિનાપુર ઉજ્જયિની; એકએક શબ્દ ઉચ્ચરતાં ઇતિહાસના ગ્રન્થો આંખ આગળ જાણે ખડા થાય છે.

અયોધ્યા, ગોકુળ, મથુરાં, દ્વારિકા, પ્રયાગ, કપિલવસ્તુ, ગયા, જગન્નાથ, રામસેતુ; એકએક નગરનું નામ ઉચ્ચરતાં શાસ્ત્ર જાણે આંખે તરવરે છે.

વર્ણાશ્રમની સંસારવ્યવસ્થા.

બ્રહ્મચર્ય, સંન્યસ્ત, ગૃહસ્થાશ્રમ, એકપત્નિવ્રત, એકપતિવ્રત, ચિતાએ ચ્હડતું સતીત્વ, વીરોનાં કેસરિયાં, વીર રમણીઓનાં જૌહર; are ideals yet unsurpassed in all History.

હિન્દુયુગનો પડછાયો ઝીલે એવો બીજો યુગ જગત્ જોશે ત્ય્હારે ખરૂં. વિશેષ ભણવું હોય તે વાંચી લેજો. The Hindu Superiority નામના પુસ્તકમાંથી.

હિન્દુયુગની આદ્નિની ભૂલ હતી દસ્યુભાવના.

પણ પછીની ઉદારતાએ ખંગ વાળ્યો. મહાવિશાળ ભાવ સૈકાઓ સુધી જાગ્યો; Assimilation=ગોત્રસમાસઃ ગ્રીક, સીથિયન, હુણ, ગુર્જર વિ. બહારની તેમજ ભૂમિયા પ્રજાઓનો ગોત્રસમાસ.

વળી પાછો ઇસ્લામયુગમાં મ્લેચ્છ ભાવ.

અને હવે વળી પાછાં હિન્દુત્વનાં બારણાં ઉઘડ્યાં છે આજઃ શુદ્ધિ અને સંગઠ્ઠન.

હિન્દુ ઇસ્લામનો સમન્વય ઉચ્ચરનાર કબીર, નાનક, અકબરશાહની જોડ જગતના સંપ્રદાયપ્રવર્તકોમાં જઇને શોધજો. જડશે ?

અયોધ્યા, ગોકુળ કપિલવસ્તુ, પાટલીપુત્ર, ઉમરકોટઃ ઇતિહાસની અખંડ દીવાદાંડીઓ છે. ત્યાંથી મહાજ્યોતિઓ જન્મ્યા, જેમણે જગતને અજવાળ્યું, ને આજે યે અજવાળે છે.

અને ભારતનું નારીકુલ ? માતાઓ ને પત્નીઓ, પ્રિયતમાઓ ને રૂપસુન્દરીઓ, રણચંડીઓ ને રાજ્ઞીદેવીઓ, વિદુષીઓ ને સંન્યાસિનીઓ, સતીઓ ને જૌહરના જ્વાલામુખી જગાડનારીઓઃ ભારતનું સર્વોત્તમ છે તે પૃથ્વીખંડે શોધ્યું નહિ જડેઃ ભારતની કીર્તિકલગી સમી રમણીમણિઓ ધરતીખોળે શોધી નહિ જડે.

ભારતનું સાહિત્ય એટલે સંસ્કૃત હિન્દી અને પ્રાન્તીય ભાષાઓનું સાહિત્ય. હિન્દુ ઇસ્લામના યોગે ઉર્દુને જન્મ આપ્યો.

ભારતનું વૈશ્યત્વ એટલે ભામાશાહ ને ટોડરમલ્લઃ ઢાકાની મલમલ, અમદાવાદનો કિનખાબ, અર્બુદાચળનાં દહેરાંઓઃ ગાંધીજી.

ભારતના ક્ષત્રિયત્વના છે બે પ્રકારઃ ભારતનું જગતમાન્યું ક્ષત્રિયત્વ એટલે શિશોદિયા શીખ ને ગુરખા, કેસરિયાં ને જૌહર ભારતનું બ્રાહ્મણવર્ણ ક્ષત્રિયત્વ એટલે ભીષ્મપિતામહ શ્રી કૃષ્ણ સિદ્ધાર્થકુમાર મહાવીર ભર્તૃહરિ ગોપીચન્દ.

ભારતનું બ્રાહ્મણત્વ એટલે બ્રાહ્મણ ઉપનિષદ ભારત રામાયણ શ્રુતિસ્મૃતિ ભવભૂતિ માઘ બાણ ચાણાક્ય ને ચાણાક્યવંશી પેશ્વાઓ નાનાફડણવીસ ને છેલ્લા તિલક મહારાજ.

હિન્દુયુગનો મધ્યાહ્ન શ્રી વિક્રમાદિત્ય.

હિન્દુયુગનો અપરાહ્ન શ્રી હર્ષદેવ.

હિન્દુયુગનો સન્ધ્યાકાળ પૃથ્વીરાજ ચૌહાણ.

ચન્દ્રગુપ્ત ને અશોકના સમયે સ્હવારના દશેક વાગ્યા હશે.

બુદ્ધ મહાવીર પાણીનિ પતંજલિના સમયે સ્હવારના આઠેક વાગ્યા હશે.

ઉપનિષદ ગ્રહ્યસૂત્રો ધર્મસૂત્રો એ પ્રભાત ઉગતોનો તડકો.

બ્રાહ્મણ ને વેદ એ હિન્દુયુગનું બ્રાહ્મમુહૂર્ત.

અને આજે તો ભારતમાં ખંડેરો છે. હીરા હીરા ફૂટી ગયા, ને કણીએ. વેરાયેલી પડી રહી.

મુગલાઇનો મણિ ફૂટયો ને ત્હેની કણી તે નિઝામ સરકાર.

પેશવાનો મણિ ફૂટયો ને ત્હેની કણીઓ તે સિંધિયા સરકાર, હોલ્કર સરકાર, ગાયકવાડ સરકાર.

શીખોનો મણિ ફૂટયો ને ત્હેની કણીઓ કાશ્મીર પતિયાલા નભા કપરથલા.
નવલરામભાઈ કહે છેઃ

ઇતિહાસની આરસી સાહી મ્હેં જોયું માંહી.

સ્થિરસ્થાવર ન દીઠું કાંઈ, ફરતી છે છાઈ.

બૌદ્ધ ધર્મનો ભારતમાંથી લોપ એ એક અજબ Historical phenomenon નથી ? બૌધ્ધોના क्षणिकं क्षणिकं નો બીજો પુરાવો કયાં શોધીશું ?

ફૂદડી ફરતી વાદળીઓની વચ્ચે છેલ્લા સાત સાત સૈકાથી અભંગ ને અડોલ એક ઉભો છે રાજસ્થાન. એ હિન્દવો સૂરજ એકલંગનો ઉપાસક મહારાણો, એ મરૂભૂમિનો નાથ જોધાણનાથ, એ જ આમેરપતિ.

એવો દીર્ઘાયુષી આત્મલક્ષ્મીસમૃદ્ધ, જગત્કલ્યાણક, હિન્દુયુગ સમોવડ બીજો યુગ માનવઇતિહાસ ફરીથી જોશે ત્યારે કહીશું. ત્યાં સુધી તો એ ઉભો છે હિમાલય સમો કૌતુકોનું ધામ ને આશ્ચર્યનો મહાલય.

જે યુરોપીએ અમેરિકા ઓળંગી પેસિફિક મહાસાગર પ્રથમ નિરખ્યો ત્હેને એવાં આશ્ચર્ય ઉગ્યાં હતાં.

એક પલ્લામાં જગત્ આખાની સંસ્કૃતિ ને બીજા પલ્લામાં હિન્દુયુગની સંસ્કૃતિ મૂકી તોળી જોજોઃ એકવાર તો ત્હમને ય તે બહુ ઓછો એ ઉતરતો તો નહિ લાગે.

અને હવે ?

અને હવે તમે જેવો ઉત્તર આપશો તે, કાળચક્રે કોયડો નાંખ્યો છે, ભવિષ્ય-વેત્તા એ ઉકેલે. ઇતિહાસનવેશ ઓછો જ ભવિષ્યવેત્તા છે ?

પણ એ તો ખરૂં ને કે After all History is the inerplay of the Civilizations—ઇતિહાસ એટલે સંસ્કૃતિઓની હારજીત ને સંસ્કૃતિઓના સમન્વય.

ને ઇતિહાસ સર્વસ્વનું લક્ષ્યકેન્દ્ર એટલે મનુષ્યજાતિનું કલ્યાણશિખર. સંસ્કૃતિઓનો એ સમન્વય ને એ માનવકલ્યાણ સાધશે તે મહાપ્રજા ભવિષ્યને અજવાળશે.

દુનિયાનું ભવિષ્ય એટલે પૃથ્વીવાસિની મહાપ્રજાઓનો સમન્વય, જગદ્-ધ્ધારિણી સંસ્કૃતિઓનો સમન્વય.

To-day India is the battle-ground of Civilizations.

ઇતિહાસ ઉચ્ચરે છે કે બે સંસ્કૃતિઓ કે બે મહાપ્રજાઓ કાલગંગાને ઘાટે મળે તો, રોમન્સ ને બ્રીટન્સની પેઠે, કાં તો છૂટા પડે કે, નોર્મન્સને બ્રીટન્સની પેઠે, કાં તો સમન્વય સાધે.

ભારતમાં શું થશે ?

આજે ભારતમાં, જગતપ્રજાઓનો-જગતસંસ્કૃતિઓનો સમન્વય ઘડાઈ રહ્યો છે.

એ વિષયમાં આજ હું નહિ ઉતરૂં.

The coming world race & the coming world civilization shall be the harmoniatzion of worldraces & word-civilization.

And at this moment both are being forged in India by the grest Vulcan, the World-વિધાતા.

મ્હારી એ માન્યતાનાં કારણોમાં આજ નહિ ઉતરૂં. બીજું ભાષણ કરવા નહિ માંડું. છૂટુંછવાયું મ્હારા લેખોમાં-ગ્રંથોમાં વેરાયલું છે; ત્યહાં જોશો.

Unfortunately for India Gandhi Tagore Bose Shraddhanand Iqbal could not harmonize-could not work together for the uplift of India, & through India of humunity.

અને ઉપરાન્તઃ The European Civilization has seen its meridian.

What was the last Europetn War ? was it the evening bell of the present Liviathon, or the birth pangs of a new ideal ?

ઇતિહાસના પ્રશ્નના એ ઉત્તર ઉપર આજની યુરોપીયન સંસ્કૃતિનું ભાવિ લટકે છે.

Europe is outstrepped by America in riches, in Ford, in Eddison, in the Panama Canal: આપણે સાત માળની હવેલી આલીશાન માનતા, અમેરિકામાં ૧૧૦ માળની હવેલી બંધાય છે.

Yet America does not show a new civilization, fulfilling defects of Modernism, subjective & objective.

Unfortunately for the world, Lenin Mussoloni Gandhi Zaglul Kamal Pasha Sun Yat Sen Lloyd George the Kaisar Wilson Clamentean: cannot cowork, cannot cooperate.

Non-cooperation is not an Indian disease only; it seems to be today a world disease.

And thus humanity suffers.

I do not undervalue the western civilization, old or new. But like everything else in the world it has its limits: & unless New Light is born, it has reached its limits.

યૂરોપે પ્લેટો એરિસ્ટોટલ કેન્ટ આપ્યા. હોમર કાન્ટે ગોઇથે શેક્ષપિયર આપ્યા. સિકંદર હેનીબોલ નેપોલિયન આપ્યા. સેન્ટ ઓગસ્ટાઇનિ સેન્ટ ફ્રાંસિસ સેન્ટ ઝેવિયર્સ થોમસ એ કેમ્પિસ આપ્યા. વૅાટ માર્કોની ગેલીલિયો આપ્યા.

અમેરિકા તો હજી બાળક છે, એ તો કયહાંથી જ આપે ? પણ યૂરોપે હજી જગતને ઉપનિષદ નથી આપ્યાં, ગીતાજી નથી આપ્યાં, સ્મૃતિ નથી આપી, શ્રુતિ નથી આપી, ધર્મશાસ્ત્ર નથી આપ્યું, પયગમ્બર નથી આપ્યો, ધર્મ નથી આપ્યો.

મનુષ્યઆત્માની એ ભૂખ ને તૃષા યૂરોપે હજી પરિતર્પ્યાં નથી.

દેહ સુખની ભૂખતૃષા છીપવવા એશિયા આફ્રિકા યૂરોપ, અમેરિકા કનેથી ઉછીનું લે છેઃ આત્માનાં ભૂખતૃષા છીપવવા યૂરોપ અમેરિકાને હજી તો એશિયા કનેથી ઉછીનું લેવાનું છે.

Today the World, probably, awaits the birth of the Chirst to Be. હિન્દુઓનો કલ્કી અવતાર, ઇસ્લામનો મહાદી, યાહુદીઓનું Promised Land નું દર્શન.

એ અવતાર ક્યહારે થશે ? કાલિદાસનો ઉત્તરઃ ત્હમારા ભાગ્યને પૂછો.

બ્રહ્મવાદિનો તો ભાખે છે કે અવતાર થઈ ચૂકયો છે.

અને હવે આજનો મ્હારો ઉપસંહાર. હું વિનવું છું કે હિન્દુઓ ઇસ્લામીઓ ખ્રીસ્તીઓ માનવજાત કાન માંડીને તે સાંભળે.

ભારતીય ઇતિહાસના અભ્યાસીને હું પૂછું કે ભારતીય ઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ કિયો ?

હિન્દુઓ કહેશે સંયુક્તાની ચિતાનો ભડભડાટઃ ના. મેવાડીઓ કહેશે, ૧૫૬૮ માં ચિતોડઢની ભયંકર ગર્જનાઃ ના. ઇસ્લામીઓ કહેશે ઔરંગશાહની કબરના મૂક મન્ત્રોચ્ચારઃ ના. મહારાષ્ટ્રીઓ કહેશે ૧૮૦૦ માં નાના ફડણવીસનો મૃત્યુટંકારઃ ના. ઈંગ્રેજો કહેશે ૧૮૫૮ નો દિલ્હીની ધાર ઉપરનો ધણધણાટઃ ના.

એ સહુ અઘોર હતાંઃ અઘોરમાં અઘોર ન હતાં.

ભારતીય ઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ તે કુરૂક્ષેત્રનો શબ્દોચ્ચાર.

કુરૂક્ષેત્ર સમું રણમયદાન જગતભરમાં બીજું નથી. કુરૂક્ષેત્ર એટલે ૧/૫ મનુષ્યજાતિનું પાંચ પાંચ વેળાનું મસાણ.

૩૩ કરોડ જનતાનું પાંચ પાંચ વાર ભાગ્યવિધાન અન્ય કો રણમયદાને પૃથ્વીપગથારમાં તો કીધું નથી.

મેરેથોન, આરબેલા, ટ્રોય, પ્લાસી, સારાટોગા, વોટરલૂ, સુશીમા વરડૂનઃ કુરૂક્ષેત્રની સમોવડ માનવજાતિની કલ્યાણતુલાનું નિયામક કોઈ નથી.

કુરૂક્ષેત્રનાં પલ્લાંમાં ભૂગોલના ભાર જોખાયા છે.

એ કુરૂક્ષેત્રનો ઇતિહાસસન્દેશ શો છે ?

કહે છે કે આજે યે અન્ધારી રાત્રીએ કુરૂક્ષેત્ર મહાપોકાર પોકારે છે. એ શો છે કુરૂક્ષેત્રનો મહાપોકાર ?

એ ભીષણ મહાધ્વનિ—માનવજાતને ઉદ્બોધતો કુરૂક્ષેત્રનો મહાશબ્દ શો છે ?

ગીતાજીનો પ્રથમ શ્લોક ઉચ્ચારે છે કે धर्मक्षेत्रे कुरुक्षेत्रे ભારતીય હિન્દુજનતાને પૂછું છુંઃ કુરૂક્ષેત્ર ધર્મક્ષેત્ર છે કે નથી ? કુરૂક્ષેત્રના કરમંડળમાં ધર્મતુલાની ન્યાયદાંડી હતી કે નહિ ?

ઇલિયડના યુદ્ધની પેઠે પાંડવકૌરવનું યુદ્ધ Prehistoric હતું. આપણે ઇતિહાસનો મન્ત્રોચ્ચાર શોધિએ છીએ.

ચોપટની બાજીની પેઠે ઇતિહાસના પટ ઉપર ચાર કુરૂક્ષેત્ર ખેલાયાંઃ ઈ. સ. ૧૧૯૩ માં, ૧૫૨૫ માં, ૧૫૫૬ માં, ૧૭૬૧ માં.

એ ચાર મહાસંગ્રામોમાં બે ખેલાયા હિન્દુને ઇસ્લામ વચ્ચે. ૧૧૯૩ નો ને ૧૭૬૧ નો. ને બે ખેલાયા ઇસ્લામ ને ઇસ્લામ વચ્ચે, ઈ. સ. ૧૫૨૬ નો ને ૧૫૫૬ નો.

હિંદુઓ ! ને ઇસ્લામીઓ ! સાંભળી છે કુરૂક્ષેત્રની ધર્મઘોષણા ?

કુરૂક્ષેત્રની ન્યાયતુલા ઉચ્ચારે છે કે શું હિંદુ હો, કે શું ઇસ્લામી, ભારતનું ધર્મપલ્લું હળવું છે.

કુરૂક્ષેત્ર ભાખે છે કે આવતી ભરતી ધર્મવન્તી વીર્યવન્તી જયવન્તી છે; કુરૂક્ષેત્રે બોલે છે કે શું હિન્દુ હો, કે ઇસ્લામી હો, ભારતનો સંરક્ષક ચારે ય વાર હાર્યો છે.

ભૂમંડલ ભરી ટંકાર કરતું કુરૂક્ષેત્ર ઉચ્ચારે છે–ઈ. સ. ૧૧૯૩ થી ૧૭૬૧ સૂધીમાં કુરૂક્ષેત્રે ચાર ચાર વાર અઘોર ઘોષણા કીધી છે કે ભારતનો હુમલોકર્તા જીત્યો છે, ભારતનો સંરક્ષક હાર્યો છે.

સોએ વર્ષે ઈંગ્રેજો ભારતને જીતી રહ્યા. એ સૈકાભરમાં ઈંગ્રેજો ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્રના ધર્માસન સન્મુખ ઉભા નથી.

ભારતીય ઇસ્લામ બે–બે વાર ઉભોઃ બે–બે વાર હાર્યો. ભારતીય હિન્દુત્વ બે–બે વાર ઉભું, બે–બે વાર હાર્યું.

ભારતની હિન્દુજનતા ! ભારતની ઇસ્લામી જનતા ! સાંભળજો ઇતિહાસનાં એ ઉચ્ચારણઃ મહાપ્રજાઓના જયાજયના ધર્મતુલાના ન્યાયનિર્ણય.

હિન્દુજનતા ! વ્યાસજી, કૃષ્ણજી, ગીતાજી સાચ્ચા હતાં કે ખોટાં ? કુરૂક્ષેત્રનું ધર્માસન છે કે નહિ ? કુરૂક્ષેત્રના ધર્માસને બે–બે વાર ધર્મન્યાય હિન્દુત્વની વિરૂદ્ધ ઉચ્ચાર્યો છે. ઇતિહાસનું એ મહાસત્ય ત્હમને મૂંઝવતું નથી ? ત્હમારા આત્માઓને ભરી દઈ જાણે ડૂબાડી દેતું નથી ?

૧૧૯૩ માં, ૧૫૨૬ માં, ૧૫૫૬ માં, ૧૭૬૧માં ચાર ચાર અવસરે પરાજયની શબ્દઘોષણા એ ભારતીય ઇતિહાસનો અઘોરમાં અઘોર શબ્દ.

હિન્દુઓ ! ઇસ્લામીઓ ! પૃથ્વીની ૧/૫ જનતા ! વિચારશો કે ચાર ચાર મહાપ્રસંગોએ, ઇતિહાસના સૃજનસંહારના પ્રલયઅવસરોએ, ૩૩–૩૩ કરોડ માનવજાતના ભાગ્યનિર્માણની સંજોગતિથિઓએ ૭–૭ સદીઓ સૂધી એ ૩૩ કરોડ જનતાની વિરૂધ્ધ કુરૂક્ષેત્રે ધર્મનિર્ણય કેમ ઉચ્ચાર્યો છે ?

જાણે મહાતિથિઓ જ ખગ્રાસ સૂર્યગ્રહણ !

ભારતીય ઇતિહાસનો ૭–૭ સદીનો જાણે એ સારોધ્ધાર !

હિન્દુ અને ઇસ્લામી ! કુરૂક્ષેત્રના ધર્માસનનો ધર્મન્યાય સાંભળ ને શાણો થા.

કુરૂક્ષેત્રની ઉદ્‌ઘોષણા એ મહાકાળની ઉદ્‌ઘોષણા. ભારતના ભૂતકાલના એ ભાગ્યોચ્ચાર.

ભીષણ છે, અઘોર છે, આત્મનૂ જગાડનાર છે. હિન્દી જનતા ! ત્હારા આત્માને જગાડ ને આત્મવાન થા.

મૂળાક્ષરના મૂળતત્ત્વો કે વ્યાકરણના નિયમનસંયમન એ સૌ મહાપ્રજાના પ્રાકૃતિક મૂળતત્ત્વો ને આત્મસંયમનનાં ચિહ્નો છે. ભારતવર્ષમાં બાવન વર્ણનાં મૂળાક્ષર છે, સંસ્કૃત સમાં ભાષાનાં નિયમનસંયમન છે. એ સંયમશાળીઓએ મેઘદૂત ને શાકુન્તલ ને કાદંબરી જગતને આપ્યાં.

હોમર, માર્કસ ઓરેલિયસ, શેક્ષપિયર, કેન્ટ, ક્રાઇસ્ટ એક જ દેશમાં કો જન્મ્યા હોય તો ભરતખંડમાં છે.

આલ્પ્સ સમી હિમાલયતા, સહરા સમી રણઉષ્ણતા, ચારસો—ચારસો ઈંચ વર્ષતી વર્ષા, ફ્રાન્સના દ્રાક્ષમાંડવા સમી વસન્તવાડીઓ, છ યે ઋતુઓનો ગુણ-મહિમા ને પ્રકૃતિલક્ષ્મી કો એક જ દેશમાં હોય તો કવિ—કુલગુરૂ કાલિદાસની કલ્પનાભૂમિ અલકાવતીમાં કે દેવતાઓની રમણભોમકા ભારતવર્ષમાં.

ભારત સમો ઇતિહાસ કે ભારત સમી ભૂગોલ પૃથ્વી માટે કોઈ બીજો દેશ દાખવતો હોય તો આપણ સૌએ જરૂર એ દેશનાં દર્શને જવું જોઇએ.

ભરતખંડ ! સૃજનની સફળતા ત્હારી હજી સધાઈ રહી નથી. માનવ-જાતના કલ્યાણ કાજે અમ્મર રહ્યો છે ને અમ્મર રહેજે !

# હિન્દુપતનો તારણહાર.

લેખકઃ—ન્હાનાલાલ દલપતરામ કવિ.

એક ગુજરાતી તરીકે એ મહારાષ્ટ્રીય વીર શિવરાજ મહારાજની ત્રિશતાબ્દિની જયન્તીમાં ભાગ લેતાં આજ હું ગૌરવ માનું છું.

હિન્દુપતની પુનઃ સ્થાપનાના વીરને મ્હારી વન્દના છે, સારા ગુજરાતની વન્દના છે. ગુજરાતના—મહાગુજરાતના પ્રતિનિધિ તરીકે આજ આ સમારંભ વચ્ચે ઉભી વન્દન વન્દું છું એ ભારતવીરને.

ગુજરાતીઓને કાજે તો આજ સાત્ત્વિક અભિમાનનું પર્વ છે.

આપ પૂછશો કે આજ મહારાષ્ટ્રનો ઉત્સવ છે, એમાં ગુજરાતીઓને શું? ગુજરાતને શું?

ઇતિહાસ અનોખી જ વાત ઉચ્ચરે છે.

ચિતોડના રાજપુત્ર સજનસિંહની અગિયારમી પેઢીએ શિવરાજ મહારાજ થયા એ જો ઐતિહાસિક સત્ય હોયઃ

શિવરાજ મહારાજ શિશોદિયા કુલના—બાપ્પા રાવળના વંશના હતા એ જો ઇતિહાસ હોયઃ

તો—તો

ચિતોડને યે એ બાપ્પા રાવળ ઇડરે—ગુજરાતે દીધા, ચિતોડને પણ ઘેલોહી—શિશોદિયા વંશ ગુજરાતે દીધોઃ એ ઇતિહાસ છે.

શિવરાજ મહારાજના વડિલોનું વતન ચિતોડ હોય, તો ચિતોડના મહારાણાઓના વડિલોનું વતન ગુજરાત હતું એમ ઇતિહાસ ઉચ્ચરે છે.

એટલેઃ ઇતિહાસ કહે છે કે શિવરાજ મહારાજના પૂર્વજોનું મૂળ વતન ઇડર તે વલ્લભીપુર—ગુજરાત હતું.

કાશીપ્રયાગના ગંગાતીર્થમાં ન્હાઓ છો એ મહારાષ્ટ્રહરદ્વાર તે ઋષિકેશ આગળનાં ગંગાતીર્થ એ ચિતોડઃ ત્ય્હાં ગંગાજીએ ગિરિમાળ છોડી, ત્ય્હાં ગંગાજી ધરતીના સપાટ પ્રદેશમાં ઉતર્યાં.

ગંગોત્રીએ, બદરીકેદારમાં ગંગાજીનાં મૂળ એ ઇડર—વલ્લભીપુર, એ ગુજરાત ત્ય્હાં શિવરાજ મહારાજની કુલગંગાના મૂળ વતનનાં તીર્થ.

શિવરાજ મહારાજની કુલગંગાનાં મૂળ વતનનાં તીર્થક્ષેત્ર એમ અમારા ગુજરાત દેશમાં.

મહારાષ્ટ્રીઓ ! ગુજરાતના પ્રતિનિધિ તરીકે, ગુજરાતી તરીકે હું આજના ઉત્સવમાં સાચ્ચે જ ગૌરવ લઉં છું.

બીજું: શિવરાજ મહારાજને કોણ કોણ ઘડ્યા ?

આપ તો જાણો જ છો એ કાલિદાસ કહે છે,

**जगतः पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ.**

જગત માત્રના **पितरौ**, પાર્વતી ને શંકર ભગવાન સમાં, સૌ–સાનાં માતપિતા તે ત્હેમને હોય સૌના જીવનની પ્રથમ વન્દના.

શ્રુતિ ભગવતી ઉચ્ચરે છે કે **मातृदेवो भव, पितृदेवो भव.**

શિવરાજ મહારાજનાં યે પ્રથમ ગુરૂઓ એમનાં માતપિતા, શાહજી ને જીજાબાઈ.

સિહાદ્રિની શિલા સમા શાહજી હતા વજ્રના વીર મહારાષ્ટ્રના બ્રાહ્મણી વંશના ઇસ્લામી નરેશોના હતા તો સરદાર; પણ ગૌરવવન્તા, સ્વમાનવન્તા, ટેકીલા રજપૂત સમા કરડા, એ સમશેરિયા હતા.

દેવગિરિતા જાદવ વંશની, તે એમ શ્રી કૃષ્ણચન્દ્રના યદુકુળની જીજાબાઈ હતાં વેલડી.

એ માતાપિતાએ શિવરાજને સરજ્યા.

પિતાએ પુત્રરૂપે પુનર્જન્મ લીધો, માતાએ હૈયાનાં હીરપાઇ ઉછેર્યો, ને ભરયૌવનમાં યે બાલવત્ શિખામણો દીધી.

પુત્રનો રાજ્યાભિષેક નિરખી, જીવનની પરમ કૃતકૃત્યતા પામી, યત્કિંચિતે જીવનધર્મ અવશેષ નથી રહ્યો માની, જીવનયજ્ઞની જાણે પૂર્ણાહુતીની આરતી ઉતારી, જગતભરમાં ડંકો ગજાવી, જીજાબાઈ મોક્ષમાર્ગે સંચર્યાં.

એ માતાએ તો જીવનમાં જીંદગીનો મોક્ષ સાધ્યો. એ માતાએ તો મનના પરમ મનોરથ ધરતીખોળે પૂરા કીધા.

શિવરાજ મહારાજના ત્રીજા ગુરૂ એમના ધર્મપિતા શ્રી સમર્થ રામદાસ સ્વામી.

જીંદગીનો પાયો ધર્મ છે, રાજ્યનો પાયો ધર્મ છે, સારા સારા સંસારનો પાયો ધર્મ છે: એ સનાતન આર્યભાવના.

શિવરાજ મહારાજમાં એ આર્યત્વ સીંચનાર ને મ્હોરાવનાર શ્રી સમર્થ રામદાસ સ્વામી.

ગ્રાન્ટ ડફ કહે છે તેમ શિવરાજ મહારાજ જન્મે હતા સિહાદ્રીના વાઘ– સ્થૂલદ્રષ્ટા ગ્રાન્ટ ડફે જોયું નથી તે એજ કે એ વાઘના આર્ય વીર સરજ્યા હતા શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શિવરાજ મહારાજ હતા ગાંડીવધન્વા અર્જુનઃ એમને નિષ્કામ ધર્મ સદ્‌બોધ્યો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ. શિવરાજ મહારાજના જીવનમાં ગીતાજીના યુગયુગજૂના જગત્‌સંદેશ ઉતાર્યા શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શિવરાજના રણધ્વજ ઉપર ભગવો ઝુંડો આરોપ્યો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

ગ્રાન્ટ ડફે નથી પૂરા ઓળખ્યા રામદાસ સ્વામીને કે રામદાસ સ્વામીના નિષ્કામ સદ્‌બોધને. રામદાસ સ્વામીને, એમની ભગવી ચીંદડીને ગ્રાન્ટ ડફે પૂરાં પારખ્યાં પિછાન્યાં હોત તો લખ્યું છે તે કદાચ ન લખત કે 'શિવરાજ એટલે સિંહાદ્રિનો વાઘ,' 'શિવરાજ એટલે સિંહાદ્રિનો લુંટારો.'

સિંહાદ્રિમાં તો સિંહ પાકતા, અને શિવરાજ એટલે સિંહાદ્રિનો ગાંડીવધન્વા તે શ્રી સમર્થ રામદાસ સ્વામી એટલે એ અર્જુનના શ્રી કૃષ્ણદેવ.

શિવરાજના સંગ્રામોને યજ્ઞસ્વરૂપ કીધા, શિવરાજના રણધ્વજને ધર્મધ્વજ કીધો શ્રી સમર્થ રામદાસ સ્વામીએ.

શ્રી રામદાસ સ્વામી શિવરાજના ધર્મપિતા ને ત્રીજા ઘડનાર.

ને શિવરાજને ચોથાં ઘડનાર તુળજાપુરનાં ત્રિભુવનેશ્વરી મહાશકિત જગદંબા તુળજાભવાની.

એમણે શિવરાજને સમશેર દીધી.

દંડકારંણ્યમાં પ્રવેશતાં રામચન્દ્રજીને અગસ્ત્ય ઋષિએ બ્રહ્માસ્ત્ર દીધું હતું.

શિવરાજ મહારાજને એમ તુળજાભવાનીએ દીધી સમશેર. શિવરાજ મહારાજની સ્વરાજ્યસિદ્ધિની એ મહાશકિત. હિન્દુપતની પુનઃસ્થાપનાની એ મહાદેવી–શ્રી શિવરાજ મહારાજની સમશેર ભવાની.

એ ચાર શિવરાજ મહારાજનાં સર્જનહારાંઓ.

શિવરાજ મહારાજના જીવનમાંથી મ્હારી આંખ આગળ તો આજ બે પ્રસંગ તરવરી રહે છે.

કોઇની આંખે તોરણા લીધો એ તરવરતો હશે; કોઇની આંખે સિંહગઢ જીત્યો એ તરવરતો હશે; ગઢ આલા, પણ સિંહ ગેલા; કોઇની આંખે આગ્રાનો દરબાર તો કોઈની આંખે રાયગઢનો રાજ્યાભિષેક તરવરતો હશે.

મ્હારી બે આંખો સમક્ષ બે પ્રસંગો આજ તરવરે છે.

એક તો શ્રી રામદાસ સ્વામીને રાજ્યસમર્પણ.

ઇતિહાસને ચોપડે કંઈ કંઈ દાન નોંધાયાં છેઃ પણ આ સમર્પણની જોડ જડવી દુર્લભ છે.

એ તો હતાં જીવનસિદ્ધિનાં પરમ સમર્પણ. જીંદગીભરનાં સાધનસિદ્ધિના એ હતાં મહાદાન.

એ અવસરે તો શિવરાજ મહારાજ જીવનનાં પરાક્રમ, જીવનના મહાશ્રમ, જીવનના સકલ રણસંગ્રામ, જીવનની સર્વે યે મહાશકિતઓ, જીવનસર્વસ્વ ગુરૂદેવને સમર્પતા હતા.

સારો મહારાષ્ટ્ર, સારી સ્વરાજ્યભાવના, સારી એ હિન્દુપતની પુનઃ સ્થાપના ગુરૂદેવને અંજલીમાં અર્પતા હતા.

પ્રસંગ સુવિદિત છેઃ નહિ વર્ણવું ને પુનરૂકિતદોષ વ્હોરૂં એનો મહિમા સ્હમજો ને અન્તરમાં ઉતારો.

ઓ આર્યજનતા ! શિવરાજ મહારાજ શ્રી સમર્થ સ્વામીને શું સમર્પતા હતા ? સકલ જીવનધન, પરમ આત્મભંડાર ગુરુચરણારવિન્દે ત્ય્હારે તે ઠલવતા હતા.

એ જીવનસર્વસ્વનાં મહાદાન આંખે આજ તરવરે છે.

ને બીજો પ્રસંગઃ એ આળંદીની પર્ણકુટી, એ તુકારામની સુદામાજીના જેવી ઝુંપડી. સુદામાજીને ત્ય્હાં જાણે કૃષ્ણદેવ પધાર્યા હોય ને !

પૂનાને શણગારવાની ભાવના શિવરાજને જન્મી. 'પૂનાને સંસ્કૃતિનું તીર્થ કરૂં; પૂના મ્હારૂં થાય મહાશક્તિઓનું ધામ; મહારાષ્ટ્રની રાજધાની બને મહારાષ્ટ્રના પરમ આત્મભંડારની અલકાપુરીઃ' શિવરાજ મહારાજને એ સંસ્કારભાવના જન્મી.

અષ્ટ પ્રધાનમંડળીને પાઠવી આળંદી. એ કવિવરને, એ ભક્તરાજને જઈ વિનવો મ્હારા પુણ્યપત્રનમાં આવીને વસવા.

અષ્ટ પ્રધાનમંડળી આળંદી સંચરી. પ્રણિપતો કરી રાજસન્દેશ ભાખ્યો કે 'મહારાજ વિનવે છે, પુણ્યપત્રન પધારો.'

એ સુદામાએ કહ્યું કે 'દ્વારિકાના વૈભવધામમાં–દ્વારિકાની રાજમંત્રણાઓ-માં અમારાં કામ નહિ. મહારાજને આ એક અભંગ આપજો ને કહેજો કે જીવનાં જતન કરે છે એવાં ધર્મનાં જતન કરે'.

એથી શું મહારાજને માઠું લાગ્યું કે એ સુદામાએ કૃષ્ણદેવનાં રાજ-આમંત્રણનાં અપમાન કીધાં ?

નહી જ. શિવરાજ મહારાજ દેવમાટીના ઘડેલા મહાપુરૂષ હતા. કવિ-જનના સુદામામન્દિરિયે પોતે ન્હોતરે સંચર્યાઃ 'ભકતરાજ ! પધારો મ્હારે પુણ્યપત્રને. કવિવર ! આવો ને શોભાવો મ્હારી રાજસમૃદ્ધિને.'

ભકતરાજે રાજમહારાજને યે નકાર્યા, કવિવરે રાજવૈભવની યે ના પાડી. 'રાજા ! માણ ત્હારા રાજવૈભવને ને ખેલ ત્હારાં સંસારકુરૂક્ષેત્ર. જાળવજે જીવથી યે અદકેરો એક ત્હારા સ્વધર્મને.'

ઇતિહાસકારોએ નથી ભાખી એને કવિઓની તુમાખી. કાળના અભ્યાસીઓએ નથી ઉચ્ચર્યું એને રાજમહારાજનું અપમાન.

ઇતિહાસવેત્તાઓએ કહી છે એને ઋષિજનોની સનાતન પ્રણાલિકા કણ્વ મુનિ ભરતને હસ્તિનાપુરે ન્હોતા ગયા; સાંદીપનિ મુનિ શ્રીકૃષ્ણની દ્વારિકામાં ન્હોતા સંચર્યા. રામદાસજીએ મહાબળેશ્વરની વનગુફાઓ ને વાઘના પડોશ ન્હોતા છાંડ્યા, કે પ્રતાપગઢની દુર્ગદિવાલોમાં જઇને ન્હોતા વિસામ્યા. તુકારામજીએ પણ આળંદી છોડી પુણ્યપત્રન રાજન્હોતરે યે ન વસાવ્યું.

આજે યે શિવરાજ મહારાજને પગલે પગલે પુણ્યપતનથી આળંદી પાલખી પરવરે છે એ ભકતજનની વન્દનાએ, એ કવિવરના અભિનંદનાર્થે.

ને શ્રોતાજન હો ! ત્રણ ત્રણ સદીઓથી–આજ ત્રીજી સદી પૂરી થાય છે, ચોથી સદીનું પ્રભાત ઉગે છે–ભારતવર્ષ કોને પૂજે છે ? એ દેહધારી શિવરાજની વ્યકિતને ? કે સંગ્રામજયિતી એ શિવરાજની સમશેરને ?

ના, નાઃ એ દેહધારીને એ ભારતજનતા પૂજતી નથી આજ; એ સંગ્રામ સોહવતી વિજયવરશાલિની સમશેરને યે આરાધતી નથી આજ.

ભારતજનતા આજ એ વીર હૈયામાંની ભાવનાને સહસ્રધા વન્દન વન્દે છે.

સજ્જનો ! શિવરાજને ઓળખો છો ? શિવરાજ મહારાજ એટલે કોણ ?

શિવરાજ મહારાજ એટલે The Greatest Hindu since Prithviraj Chavhan. છેલ્લી સાત સાત સદીઓમાંનો હિંદુપતનો રાજમુગટ, હિંદુત્વનું રાજતિલક.

૧૧૯૩ માં પૃથ્વીરાય ચોહાણ પડ્યો; દિલ્હી પડી; સાથે હિંદુપત પડી. હિન્દુ પાદશાહત આથમી.

શિવરાજ મહારાજને હિન્દુ પાદશાહતની પુનઃસ્થાપનાનું સ્વપ્નું સાંપડ્યું; ' દિલ્હી જીતું; ભારતના એ સનાતન સિંહાસને હિન્દુપતની પુનઃસ્થાપના કરૂં. '

હૈયાની ચરીઝાળ સમી એ મહાભાવના શિવરાજ મહારાજ ન સાધી શકયા. એમના પૌત્રના મન્ત્રીકુલદીપકે, એક ક્ષણભરતા લીંબુઉછાળ રાજપદની પેઠે, ઘડીક દિલ્હી જીતી; ઘડીક એ પાંડવજૂના કિલ્લાઓને કાંગરે ભગવો ઝુંડો ફરકાવ્યો; ઘડીક ભારતવર્ષને સનાતન સિંહાસને હિન્દુપતની પુનઃ સ્થાપના કીધી; ઘડીક શિવરાજ મહારાજનું સ્વપ્નું સાચ્ચું પાડયું.

વિધિના આંક અવળા હશે. એ બધું સ્વપ્નવત્ ક્ષણજીવી નીવડ્યું.

ભારતનું હિન્દુત્વ એના હૈયામાંના અણતર્પ્યા હુતાશને આજ પૂજે છેઃ શિવરાજ મહારાજની મહાભાવનાને પૂજે છે.

એના રોમરોમ ઉચ્ચરતા હિન્દુપતની પુનઃ સ્થાપનાઃ એના છિદ્રછિદ્રમાંથી નિર્ઝરતો હિન્દુપતની પુનઃ સ્થાપનાનો મહામન્ત્ર.

ભારતનું હિન્દુત્વ આજ પૂજે છે છેલ્લી સાતસાત સદીઓના એ હિન્દુકુલતિલકને.

મેવાડનો રાણા પ્રતાપ, પંજાબકેસરી રાજ રણજિતસિંહ, વેદટંકારકારી બ્રહ્મચર્યબિરદયશસ્વી મહર્ષિ સ્વામી દયાનન્દ સરસ્વતીઃ એ ત્રણ એવીજ મહાભાવનાના વારસો, એવી જ મહાપ્રેરણાના પ્રેરિતો.

પણ શિવરાજ મહારાજ હિન્દુપતની એ મહાત્રિપુટિના યે મુગટમણિ.

રાણા પ્રતાપની Negative ભાવના હતી, ' ન નમું. ' રાણા પ્રતાપની પ્રતિજ્ઞા હતી ' મેવાડ મુગલોને નહિ જાય. ' મહારાણા પ્રતાપને Positive-constructive મહાભાવના ન હતી કે ' દિલ્હીને જીતું, દિલ્હીને તખ્તે હિન્દુપતને સ્થાપું, ભારતવર્ષમાં હિન્દુપતની પુનઃ સ્થાપના કરૂં. '

પંજાબ કેસરી રણજીત, શીખોનો સિંહ, ગુરૂઓનો વીર એતો પંજાબ કેસરી જ રહ્યો, ભારતકેસરી ન થયો. એને એ ભાવ ન્હોતા જાગ્યા કે પંજાબકેસરી ખીલી ભારતકેસરી થાઉં.

તે સ્વામી દયાનન્દ સરસ્વતી ? સ્વામીજીને તો સ્વપ્નાં પડ્યાં હતાં આર્યસંસ્કૃતિને પુનર્જન્મે અવતારવાનાં ભારતનું સનાતનત્વ, ભારતની સર્વશ્રેષ્ઠ સંસ્કારિતા, ભારતની વેદપ્રાચીન સંસ્કૃતિ, ભારતનું કાળજૂનું આર્યત્વ આંગણે આંગણે રોળવાતાં એ સંન્યાસીને પડ્યાં'તાં સ્વપ્નાં.

જગતમાં આર્યત્વ અમર છે; ને સાચ્ચાં પડશે અધ્યાત્મખંડે સ્વામીનાં એ સ્વપ્નાં—કય્હારેક ને પૃથ્વીભરમાં.

પણ આજ તો સ્વામી દયાનન્દ સરસ્વતી એટલે શિવરાજ વિહોણા શ્રી રામદાસ સ્વામી. ૧૯ મી સદીમાં મહર્ષિ દયાનન્દજીને શિવરાજ મહારાજ ન સાંપડ્યા. પોતે શ્રી સમર્થના સમોવડિયા ખરાઃ એમને ન લાધ્યા શિવરાજ મહારાજ.

ઇતિહાસની સારવણી સારવતાં યે એમ શિવરાજ મહારાજ એટલે છેલ્લી સાત સાત સદીઓના હિંદુત્વના મન્દિરના ધર્મધ્વજ.

જનતા આજ એમના હિન્દુત્વને પૂજે છે, એમની એ મહાભાવનાને પૂજે છે.

શિવરાજ મહારાજનો સારો યે જીવનસમારંભ હતો હિંદુત્વનો મહાયજ્ઞ, ને એ મહાયજ્ઞની વેદીના હુતાશની કાળીકરાળી જીહ્વાઓ ઉચ્ચરતી ને રટતી ને ફડફડતી હતી એક જ મહામન્ત્રઃ હિન્દુપતની પુનઃ સ્થાપના, હિન્દુપતની પુનઃ સ્થાપના.

આજ એ યજ્ઞભસ્મને ભારતનું હિંદુત્વ લલાટે આંકે છે, ભાગ્યદેશે ચ્હડાવે છે, આત્મવન્દના વન્દે છે.

એ હૈયાના હુતાશને અભિવન્દવા આ સમારંભે આજ એકઠો મળ્યો છે.

આપ સૌની સંગાથે મ્હારી યે શિરસા વન્દના છે, આતમ ઢાળીને અભિવન્દના છે એ ભારતવીરના હૈયા હુતાશને; એ ધર્મધ્વજીની મહાભાવનાને, સત્તરમા સૈકાના એ હિન્દુપતના ગાંડીવધન્વાને.